# સ્વસિદ્ધાંતપ્રબોધક.

રચનાર

ગોસ્વામી શ્રીરમણલાલજી મહારાજ
મથુરાજીવાલા.

મુંબઈમધ્યે:
એજ્યુકેશન સોસાઈટીનાં છાપખાનામાં છપાવી પ્રગટ કર્યો છે.

સંવત ૧૯૪૪.

નોછાવર રૂ. ૦ાા

# સ્વસિદ્ધાંતપ્રબોધક.

રચનાર

ગોસ્વામી શ્રીરમણલાલજી મહારાજ

મથુરાજીવાલા.

મુંબઈમધ્યે:

એજ્યુકેશન સોસાઈટીનાં છાપખાનામાં છપાવી પ્રગટ કર્યો છે.

સંવત ૧૯૪૪.

નોછાર રૂ. ૦॥

३५२७

# श्रीकृष्णाय नमः

नत्वा श्रीवल्लभाचार्यं नौमि श्रीविठ्ठलप्रभुम् ॥
ततः श्रीवल्लभं स्तौमि ग्रंथसंपूर्तिसिद्धये ॥ १ ॥

## સૂચના.

ચોરાસી ગાઉના વ્રજમંડળમાં મુખ્ય મથુરાનગરીના વાસી ગોસ્વામી શ્રીપુરૂષોત્તમજી મહારાજના પુત્ર ગોસ્વામી શ્રીરમણલાલજીએ શ્રીપ્રભુચરણની કૃપાથી શ્રુતિ, સ્મૃતિ, ગીતા, વ્યાસસૂત્ર, શ્રીભાગવતાદિપુરાણ તથા નિબંધ; વિદ્વન્મંડન ઈત્યાદિ સ્વમાર્ગના ષોડશ ગ્રંથોનું સારીરીતે મંથન કરી તેમાંથી સારનો સંગ્રહ, વિચારપૂર્વક અજ્ઞાની સાધારણ પુરૂષોને જ્ઞાનનો પ્રકાશ થવા માટે કર્યોછે. વિપરીત જ્ઞાનવાળા ભ્રાંત મનુષ્યોના સંદેહ નિવારણ કરવા તથા જ્ઞાની પુરૂષોના મનને પ્રસન્ન કરવા તથા પોતાની વાણીનો વિલાસ કરી પોતાના મનને સંતોષ કરવા માટે સત્પુરૂષોના અનુગ્રહથી પુષ્ટિમાર્ગીય સ્વસિદ્ધાંતપ્રબોધક નામનો આ ગ્રંથ રચ્યોછે.

આ વિષયમાં શ્રુતિ તથા શાસ્ત્રનાં વચનો સાક્ષાત્ લખેલાં નથી કારણ કે તેમ કરવાથી સંસ્કૃત ભાષા નહીં જાણનારા લોકોને તે સમજવાની અગવડ પડે માટે તેનું ભાષાંતર ગુજરાતીમાં કરેલું છે, પણ આ લખાણનાં દરેક પદ તથા અક્ષર શાસ્ત્રને અનુસારેછે. આ લેખના વાક્યો, પદો કે અક્ષરોમાં જેને સંદેહ આવે તેણે પત્રદ્વારા કે સમક્ષમાં અમને મળવું અને તેનું સમાધાન પૂછવું. જિજ્ઞાસુના પ્રશ્ન પ્રમાણે તેનો ઉત્તર શાસ્ત્રના

શ્લોક સહિત આપવામાં આવશે. આ પુસ્તક જેમ પ્રાકૃતમાં રચવામાં આવ્યુંછે તેમજ બીજું સંસ્કૃતમાં તથા વૃજ ભાષામાં રચીને પણ છપાવેલું છે જેને જોઈએ તેણે અમારી પાસેથી મંગાવી લેવું.

હવે આ જીવ અસંખ્યાત કાળથી બ્રહ્મમાંથી આવિર્ભાવ થયો તે ચોરાશી લક્ષ યોનીમાં જન્મમરણવિપત્તિ રોગાદિકના અનેક દુઃખ ભોગતો રહ્યો ને ભગવદિચ્છાથી મનુષ્યદેહ જ્યારે પ્રાપ્ત થયો. જે મનુષ્યદેહ કેવો છે કે જે સંસારરૂપી દુઃખસાગર તરવાની દૃઢ નૌકા છે તે જ્યારે એને સત્પુરૂષના ઉપદેશથી ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થાએ ત્યારે સંસારસંબંધી દુઃખથી મુક્ત થઈને વૈકુંઠાદિક ધામમાં જઈને, ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ થાએછે તે માટે અહીં ભગવત્સ્વરૂપનું પ્રથમ વર્ણન કરીએ છઈએ.

## શ્રીભગવત્સ્વરૂપ નિરૂપણ.

શ્રીવલ્લભાચાર્યજીએ વેદ અને શ્રીભાગવતનું મથન કરી તેમાંથી તેના સારરૂપ સહુથી શ્રેષ્ઠ શ્રીપુરૂષોત્તમ રસમય શ્રીકૃષ્ણના સ્વરૂપનું પ્રતિપાદન કરેલુંછે તેમાંના થોડાએક વચનોનો ભાવાર્થ નીચે પ્રમાણે:—

આપણા ઈષ્ટદેવ સદા સેવા કરવા યોગ્ય જે શ્રીકૃષ્ણસ્વરૂપ છે તેનું શ્રુતિમાં પ્રતિપાદન કરેલું છે કે શ્રીપૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ રસરૂપ છે તે રસરૂપને પામી મનુષ્ય આનંદમય થાયછે. શ્રુતિ રજી-પરમાનંદ શ્રીકૃષ્ણ અનિષ્ટરહિત તથા નિર્દોષ છે. શ્રુતિ ૩જી-રસરૂપ શ્રીકૃષ્ણની વાણી, મનસહિત પ્રતિપાદન કરવા જાયછે પણ તેનો પાર ન આવવાથી પાછી ચાલી આવેછે. શ્રુતિ ૪થી-આનંદમય પૂર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણના સ્વરૂપને જે જાણેછે તેને કોઈ ઠેકાણે ડર નથી. શ્રુતિ ૫મી-રસાત્મક શ્રીકૃષ્ણ દિવ્ય અને પ્રાકૃત આકારથી રહિત અપ્રાકૃત પુરૂષને આકારે બહાર અને માંહેથી

એકરસ અજન્મા છે. લોકની પેઠે મન અને પ્રાણથી રહિત છે, શુદ્ધ અને અક્ષર બ્રહ્મથી અતિશ્રેષ્ઠ છે. શ્રુતિ ૬ઠી–એ પૂર્ણ પુરૂષ પ્રાકૃત ગુણોના સંગથી રહિત છે. શ્રુતિ ૭મી–આ લીલા સૃષ્ટિ જગત્ પૂર્ણ છે અને શ્રીકૃષ્ણ પૂર્ણથી પણ પૂર્ણ છે, પૂર્ણતાને સાથે લઈ પરિણામમાં તેજ એક પૂર્ણ છે. શ્રુતિ ૮મી–સંસ્કૃત વ્યાકરણમાં કૃષ્ ધાતુનો અર્થ સત્ છે અને ણ-નો અર્થ આનંદ છે આ બે શબ્દ મળી કૃષ્ણ શબ્દ થાયછે તે સચ્ચિદાનંદ પરબ્રહ્મ શ્રીકૃષ્ણવાચક છે. શ્રુતિ ૯ મી–મેઘસરખી કાંતિવાળા અને ગોપસરખો વેષ ધારણકરનાર છે. શ્રુતિ ૧૦ મી–શ્રીકૃષ્ણ છે તેજ પરમ ઇષ્ટદેવ છે.

## ગીતાજીના શ્લોકોનો ભાવાર્થ.

ક્ષર રૂપ સંપૂર્ણ જગત્ તે ભૌતિક રૂપ છે અને અક્ષરબ્રહ્મ અધ્યાત્મક રૂપ છે અને પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ તે આદિદૈવિક મૂળસ્વરૂપ છે. વચન ૨જું–પુરૂષ જે પૂર્ણ શ્રીકૃષ્ણ તે સહુથી પર અને અતિશ્રેષ્ઠ છે એની પ્રાપ્તિ અનન્ય ભક્તિથી થાયછે. વચન ૩જું–જેનું ચિત્ત બીજે ઠેકાણે ચલાયમાન થતું નથી એવા સ્થિર ચિત્તથી અનન્ય ભક્તિયોગનો અભ્યાસ કરે તેજ ભક્તને દિવ્ય પરમ પુરૂષ નંદનંદન શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાયછે. વચન ૪થું–પ્રભુ જે શ્રીકૃષ્ણ તે સંપૂર્ણ જગતની રક્ષા કરેછે. એજ ગતિ અને સહુના સાક્ષી છે એથી જે પ્રીતિ કરે તેને તે શરણનું સ્થાન છે.

## શ્રીભાગવતનાં વચનો.

બીજા જે કોઈ ભગવાનના અવતાર છે તે સહુ પ્રસિધ્ધ પુરૂષોત્તમના કોઈ અંશ, કોઈ કળા અને કોઈ વિભૂતિરૂપ છે અને શ્રીકૃષ્ણ જે રસાત્મક પૂર્ણ પુરૂષોત્તમ, પરમાનંદ મૂળસ્વરૂપ અત્યંત પૂર્ણ સ્વયંપુષ્ટિ ભગવાન છે, એજ ભગવાન્ નંદરાયજીના

અંતઃકરણમાંથી પ્રાદુર્ભાવ પામ્યાછે તેથી તેને નંદનંદન કહીએછીએ. વચન ૨ જું. દેહધારી જે પોતાના અનન્ય ભકત તેને ગોપીકાજે શ્રીયશોદાજીના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન સુખેથી સેવવા યોગ્ય પરમ આનંદને દેવાવાળા છે. ભકતજનને જેમ પરમ આનંદ અને સુખ દેનાર છે તેમ બ્રહ્મજ્ઞાનીને સુખસેવ્ય નથી. વચન ૩ જું—નંદગોપનાં તથા વ્રજવાસિઓનાં મોટાં ભાગ્ય છે કારણ કે સનાતન પૂર્ણ-બ્રહ્મ શ્રીકૃષ્ણ તેના મિત્ર છે. સુબોધિનીનું વચન—શ્રીકૃષ્ણ નંદરાય-જીના ઘરમાં પ્રાદુર્ભાવ પામ્યાછે.

## વ્યાસજીના સૂત્રોનો ભાવ.

આનંદમય શ્રીકૃષ્ણ છે તેની અભ્યાસથી પ્રાપ્તિ થાય. સૂત્ર ૨ જું. શ્રીકૃષ્ણ કેવળ નિર્વિકાર અને પ્રાકૃત ગુણોથી રહિત છે.

## નિબંધનાં વચનો.

જેને સંસારથી મુકત થવાની ઈચ્છા હોય તેણે આદિમૂર્ત્તિ શ્રીકૃષ્ણની સેવા કરવી. ભાષ્યની સમાપ્તિનું વચન—યશોદાજીની ગોદમાં જે શ્રીકૃષ્ણનું લાડ થાયછે તેજ સ્વરૂપને પરમ તત્વ કરી જાણવું અને એ સ્વરૂપવિના કોઈ બીજું સ્વરૂપ તથા બીજા પદા-ર્થને પરમ તત્ત્વ કહે તેને બુદ્ધિમાન પુરૂષો અસુર જાણેછે.

## નારદ પંચરાત્રનાં વચનો.

શ્રીકૃષ્ણ દોષરહિત પૂર્ણ ગુણોથી યુકત અને સ્વતત્રં છે તથા હસ્તચરણ આદી સર્વાંગ તેના આનંદરૂપ છે

## સ્વમાર્ગી ગ્રંથોનાં વચનોનો ભાવ.

પરમપ્રિય, પરમાનંદ શ્રીકૃષ્ણમાં દૃઢતા રાખવી. વચન ૨જું—ભગવાન્ જે કૃષ્ણ છે તેને સર્વ પ્રકારથી શરણે જવું. વચન

૩ જું—વસ્તુવિચાર કરી જુઓ તો સર્વ દોષરહિત એક શ્રીકૃષ્ણજ પરમ ઈષ્ટ છે. વચન ૪ થું—અશક્ય હોય અથવા શક્ય હોય તો પણ હરિની શરણે રહેવું. વચન ૫ મું—બીજા દેવતા પ્રાકૃત છે અક્ષર બ્રહ્મ સુધી આનંદની ગણતરી છે અને પૂર્ણ આનંદ શ્રીકૃષ્ણજ છે. વચન ૬ ઠું—સર્વ ભાવે કરી વ્રજના અધિપતિ નંદકુમાર સેવા કરવા યોગ્ય છે વૈષ્ણવોનો એજ મુખ્ય ધર્મ છે. પોતાના દેશમાં અને કુળમાં એથી ઉલટો આચાર તથા વ્યવહારની પરંપરા હોય તો તે છોડી એક વ્રજાધીશનીજ સેવા કરવી એ મુખ્ય છે. વચન ૭ મું—વ્યાવૃત્તિરહિત થઈ શ્રીકૃષ્ણનું ભજન કરવું એમ કરતાં જ્યારે વ્યસન થાય ત્યારેજ એ જીવ કૃતાર્થ થાય. ને વ્યાવૃત્તિ કરવી તો પણ ભગવાનની કથા કીરતનમાં રાત્ર દીવશ મન રાખીને કરવી.

## શિક્ષાપત્રનાં વચનો.

શ્રીકૃષ્ણ રસરૂપ છે તે રસરૂપ લીલા કરેછે અને દૈત્યાદિકને મારવા તથા પૃથ્વીનો ભાર ઉતારવો એ તો કળારૂપ જે ૧ પ્રદ્યુમ્ન, ૨ અનિરૂદ્ધ, ૩ સંકર્ષણ અને ૪ વાસુદેવ વ્યૂહાદિકનું કાર્ય છે. વચન ૨જું—મૂળ સ્વરૂપ શ્રીકૃષ્ણને વિષે જે કોઈ અંશાદિક કાર્યરૂપની ભાવના કરેછે તે મૂર્ખને યથાર્થ જ્ઞાન હોતું નથી. રસરૂપ શ્રીકૃષ્ણ આધિદૈવિક વ્રજમાંજ અનન્ય ભક્તસહિત અખંડ નિત્ય રસરૂપ આનંદમાં સદા લીલા કરેછે. એમ જેઓ જાણતા નથી તે મિથ્યા જ્ઞાની છે. યથાર્થ જ્ઞાની અને અયથાર્થ જ્ઞાનીને ફળમાં પણ ભેદ થાયછે. એવું શ્રુતિમાં કહ્યુંછે જે જેમ ભગવાનની ઉપાસના કરે તેને તેજ ભાવ પ્રમાણે ફળ થાયછે. શ્રીભાગવતમાં પણ કહ્યુંછે કે જે પુરૂષ, વિદ્યમાન પ્રત્યક્ષ સ્વરૂપ દેખાયછે તેને બીજી રીતથી સમજે તેનાં આરંભ કરેલાં કાર્યો સર્વ વિપરીત ફળ આપનારાં થાયછે તેથી પ્રથમ

વર્ણન કરેલા નંદનંદન શ્રીકૃષ્ણજી અમને સ્મરણ, વંદનાદિક નવ પ્રકારની ભક્તિ કરવા યોગ્ય ઈષ્ટદેવ છે અને જે અંશાદિક ભગવાનના અવતાર છે તે સર્વને ભાગવત આદી શાસ્ત્રમાં કરેલી રીતિથીજ જાણીએ છીએ. અંશાવતારને અંશરૂપે કરી, કળાવતારને કળારૂપે કરી તથા આવેશાવતારને આવેશરૂપે કરી અને વિભૂતિ અવતારને વિભૂતિરૂપે કરી જાણીએ છીએ.

શ્રીકૃષ્ણનું સ્વરૂપ, આ કાળમાં શ્રી ગિરિરાજમાંથી પોતાની ઈચ્છાથી દૈવી જીવોનો ઉદ્ધાર કરવા શ્રી ગોવર્ધનોદ્ધરણ શ્રીનાથજીનું સ્વરૂપ પ્રાદુર્ભાવ થયુંછે તેને સાક્ષાત્ મૂળસ્વરૂપ શ્રીકૃષ્ણ રસાત્મક જાણીને અનન્યતાપૂર્વક અત્યંત આગ્રહથી પરમ ઈષ્ટ જાણી એનું વંદન, સ્મરણ અને સેવન ફળરૂપ જાણી કરીએ છીએ તે હાલ શ્રીજી દ્વારમાં બિરાજેછે. તે પુષ્ટિમાર્ગનું મુખ્ય દેવદ્વાર છે. એ શ્રીનાથજીનું સ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ પણ સેવેલછે. તેથી પુષ્ટિમાર્ગીઓને સદા સેવન, સ્મરણ અને વંદન કરવા યોગ્ય છે. એજ શ્રીગોવર્ધન નાથજીને ભક્તના મનોરથ પૂર્ણ કરવા પોતાના આત્મારૂપ જે શ્રીગોકુળમાં રહેલા ચતુર્ભુજ ૧ શ્રીનાથજી સ્વરૂપ તેને આદિ દઈને જે, ૨ શ્રીનવનીતપ્રિયજી, ૩ શ્રીમથુરેશજી, ૪ શ્રીવિઠ્ઠલેશજી, ૫ શ્રીદ્વારિકેશજી, ૬ શ્રીચંદ્રમાજી, ૭ શ્રીબાળકૃષ્ણજી અને ૮ શ્રીમદનમોહનજી એ આઠે સ્વરૂપ લીલાને માટે પ્રાદુર્ભાવ પામ્યાછે એવું સુબોધિનીમાં કહ્યુંછે. સોળ ભક્તના મંડળમાં શ્રીકૃષ્ણે આઠ સ્વરૂપ ધારણ કર્યાંછે. એવોજ ભાવ એમાં છે અને શ્રીવલ્લભાચાર્યજી અને તેના પુત્ર શ્રીગુંસાઈજીએ સેવન કરેલાછે. તે અનેક ભગવત્સ્વરૂપ પોતાના ભક્તોને સેવા કરવા એ સેવ્ય સ્વરૂપ દીધાંછે. તે સહુ સાક્ષાત રસરૂપ પરબ્રહ્મ પૂર્ણપુરૂષોત્તમ ભગવાન્ શ્રીકૃષ્ણ નંદનંદનજ છે.

## શ્રીગોવર્ધ્ધન સ્વરૂપ.

શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા તેના પરમ ભક્ત શ્રીગોવર્ધનપર્વતનું નીચે લખેલા ભાવથી સેવન કરીએ છીએ.

ગોવર્ધનપર્વતનું આધિદૈવિક સ્વરૂપ અલૌકિક રત્નોથી જડેલુંછે તે શ્રીકૃષ્ણના પ્રિય સખા છે. સદા સુખકારી સેવા કરેછે તેના હૃદયમાં હરિ નિરંતર બિરાજેછે. બીજો ભાવ એવો છે કે શ્રી-ગોવર્ધનપર્વત સાક્ષાત્ ભગવત્સ્વરૂપ છે એવું શ્રીમદ્‌ભાગવતમાં કહેલુંછે. ગોવર્ધનપર્વતમાંથી એક મોટું દિવ્ય સ્વરૂપ પ્રગટ કરી અન્નકૂટ યજ્ઞની સામગ્રી સહુના દેખતા તેણે આરોગી. એ પર્વ-તની પૂજાનું મહાત્મ્ય શ્રીકૃષ્ણે પોતે પૂજા કરી વધાર્યુંછે. અને બીજા વ્રજવાસિઓને પણ પૂજા કરવાનો ઉપદેશ કર્યોછે કે જે કોઈ મનુષ્ય અજ્ઞાની મૂર્ખ થઈ શ્રીગિરિરાજના સ્વરૂપને નથી જાણતો, અને એજ કારણથી તેનું અપમાન કરી નિંદા કરેછે કે એ પર્વતમાં શું છે એપણ બીજા પહાડ સરખો એક પહાડ છે એમ માનનારાઓને એ ગોવર્ધનપર્વત કામ રૂપી થઈ અનેક પ્રકારે તેઓને દંડ દેછે. તથા ભય દેખાડી નાશ પણ કરેછે. તેથી અમે એ ગોવર્ધનદેવથી સદા ડરી અમારી ગાય તથા અમારા સ્વરૂપના કલ્યાણને અર્થે સદા નમન કરીએ છીએ. પોતાના ભક્ત વ્રજવાસિઓને પણ શ્રીકૃષ્ણે એમજ સૂચવ્યુંછે કે તમે પણ એમજ કરો. આ આજ્ઞાને અનુસારે અમે પણ ગોવર્ધનનું સ્મરણ, વંદન અને ભજન કરીએ છીએ.

## શ્રીયમુનાજી, તથા ગંગાજી.

શ્રીયમુનાજીની કૃપાથી એ સ્વરૂપની પ્રાપ્તિ થાયછે તેથી તેનું સેવન કરવું. શ્રીયમુનાજીનું માહાત્મ્ય પુરાણોમાં પ્રસિદ્ધ છે. યમુના-ષ્ટકમાં પણ લખ્યુંછે કે શ્રીયમુનાજી શ્રીકૃષ્ણની ચોથી પ્યારી પટ-

રાણી છે તે પુષ્ટિમાર્ગની આઠ પ્રકારની સિદ્ધિ પણ આપેછે જેનું જળપાન કરવાથી તથા દર્શન, સ્પર્શ અને સ્નાન કર્યાથી અનેક પાપ દૂર થાયછે. શ્રીયમુનાજી યમરાજના ભયથી મુકત કરેછે અને જીવનો દુષ્ટ સ્વભાવ ફેરવી પ્રભુના સ્વરૂપમાં લગાડેછે, તેથી અમે તેમાં સ્નાન અને તેનું પાન, સ્મરણ, વંદન, ભજન અને સેવા કરીએ છીએ. શ્રીગંગાજીની કીર્ત્તિ પણ શ્રીયમુનાજીના સંબંધથી થઈછે અને તેનું માહાત્મ્ય તો પુરાણોમાં પ્રસિદ્ધ છે તેથી કોઈ સમય ત્યાં જઈ ફળની આકાંક્ષા છોડી દઈ ગંગા, પુષ્કર અને પ્રયાગ આદી સર્વ તીર્થોમાં સ્નાનાદિક કરીએ છીએ આ બાબત શાસ્ત્રમાં પણ દર્શાવીછે.

## શ્રીઆચાર્યજી.

એવી રીતે શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના નાના પુત્ર શ્રીવિઠ્ઠલ પ્રભુ ચરણે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોનું મથન કરી પરમ તત્વ, સારનું સાર, સહુથી શ્રેષ્ઠ, પરબ્રહ્મ, પૂર્ણ, પુરૂષોત્તમ, નંદનંદન, શ્રીગોવર્ધનનાથ, શુદ્ધાદ્વૈત, સાકાર, સર્વથી પર, સર્વથી અસ્પૃશ્ય, પ્રાકૃત ધર્મોથી રહિત; આનંદમય શ્રીમુખ, હસ્ત, ચરણ અને ઉદર આદિ સર્વ અંગયુકત, રસમય, પરિપૂર્ણ, પોતે પુષ્ટિસ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ સ્વરૂપ તથા તેની લીલાસંબંધી શ્રીયમુનાજી તથા શ્રી-ગોવર્ધન સરખા ભકત તથા તેનું નિત્ય અચળ શ્રીવ્રજધામના સ્વરૂપનું પ્રતિપાદન કર્યુંછે.

આવા સ્વરૂપની પ્રાપ્તિસારૂ શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના પુત્ર શ્રીપ્રભુચરણ એ બેઉની શરણે અવશ્ય જવું. એ બન્ને પિતાપુત્રનાં સ્વરૂપ પુષ્ટિમાર્ગના સર્વ સદ્ગુણ સંપન્ન મુખ્ય ગુરૂ એજ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર અને અસત્ય ભાષણ વગેરે પાખંડથી રહિત છે. તે સ્વરૂપમાં કામાદિક વિકારોનો ગંધ

માત્ર પણ નથી. અને પ્રથમ વર્ણન કરેલા શ્રીકૃષ્ણ સ્વરૂપની સેવા તેઓને અત્યંત સુખ દેનારી અને અતિ પ્રિય લાગેછે. એવી સેવામાં હમેશાં તેઓ તત્પર રહેછે, અને પોતાના સેવકોને પણ એજ ઉપદેશ દીધોછે. અને તેઓ શ્રીભાગવતના પરમ તત્વને રૂડી રીતથી જાણેછે, તથા શ્રવણ, સ્મરણ, કીર્ત્તન, અર્ચન, વંદન, પાદસેવન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવ પ્રકારની ભક્તિ શ્રીપુષ્ટિમાર્ગની રીતે શ્રીકૃષ્ણનેવિષે કરેછે. શાસ્ત્રની રીતીથી પરણેલી પોતાની પૂર્ણ પતિવ્રતા સ્ત્રીનુંજ વ્રત ધારણ કરનારા અને કામભાવથી પરસ્ત્રીના સંબંધના ગંધથી પણ રહિત, નિર્દોશ અને સદા પૂર્ણ છે. જેમ પિતા પોતાના પુત્રને ઉપદેશ કરી સારે માર્ગે ચડાવેછે તેમ પોતાના સેવકોને ભક્તિમાર્ગનો ઉપદેશ કરી તે સ્ત્રીપુરૂષોના કામક્રોધાદિક દૂર કરી સંસારમાંથી ઉદ્ધાર કરી સાક્ષાત્ શ્રીકૃષ્ણ સ્વરૂપની પ્રાપ્તિ કરાવેછે. અને અજ્ઞાનથી ઉત્પન્ન થએલા કામક્રોધાદિક પુષ્ટિમાર્ગમાં પ્રવેશ કરવામાં અંધકાર રૂપ છે તેથી તે માર્ગનો રસ્તો સુજતો નથી તેથી તે અંધકાર દૂર કરવામાં તેઓ પરમ ચતુર અને મહા સમર્થ અલૌકિક અગ્નિ સ્વરૂપ ઈશ્વર છે. શ્રેષ્ઠ મનુષ્ય સરખી આકૃતિવાળા શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજી એ બેઉ સમાન છે એ વિના તેમના સરખો કોઈ પદાર્થ નથી માટે તેમના સમાન બીજા કોઈ પદાર્થમાં બુદ્ધિ કરવી નહીં. એવું સ્વમાર્ગના અનેક ગ્રંથોમાં કહ્યું-છે. તેથી એનેજ પરમ ફળ સ્વરૂપ જાણી સમજવાની ઈચ્છા રાખનારા મનુષ્યોએ નિષ્કપટ થઈ તે બેઉ સ્વરૂપને શરણે અવશ્ય જાવું તથા તેમનોજ દૃઢ આશ્રય રાખી નામકીર્તન શ્રદ્ધાથી કરવું. એમની આજ્ઞાને અનુસારે શ્રીકૃષ્ણની સેવા અવશ્ય કરવી તેથી પુષ્ટિમાર્ગનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય. એવું શાસ્ત્રનાં વચનોને અનુસારે સ્વમાર્ગના ગ્રંથમાં કહ્યુંછે તેને આધારેજ અમે એ

બેઉ ગુરૂ અને શ્રીકૃષ્ણ સ્વરૂપનું સ્મરણ, કીર્તન, અને વંદનાદિક આશ્રય સદા કરિએ છીએ અને ત્રણે સ્વરૂપમાં દાસભાવ સદા રાખીએ છીએ અને અમે પોતાના આત્માને ઈશ્વર નથી માનતા કારણ કે કોઈ શાસ્ત્રમાં પોતાનેજ ઈશ્વર કરી માનવાનું લખેલું નથી. શ્રીભાગવતમાં સાધારણ ઈશ્વર અવતાર વ્યાસ નારદાદિકને કહેલાછે તેઓએ પણ શ્રીકૃષ્ણમાં સદા દાસભાવ કરેલો છે એથી આ માર્ગમાં દાસભાવ મુખ્ય છે એવું અંતઃકરણપ્રબોધમાં શ્રીઆચાર્યજીએ કહેલુંછે અને તેમના પુત્રે પણ અનેક ગ્રંથોમાં તથા પદોમાં હું શ્રીનાથજીનો દાસ છું અને આ લોકમાં તથા પરલોકમાં મારે એજ શરણ છે એવું કહ્યુંછે. આ દાસભાવ પરંપરાથી પ્રાપ્ત છે તેથી અમે પણ સદા દાસભાવનોજ મનોરથ કરીએ છીએ.

શ્રીઆચાર્યજીએ વેદાદિકનો અભિપ્રાય લઈને બ્રહ્મવાદનું સ્થાપન કર્યુંછે, કે આ જગત્ સત્ય છે. કારણ કે આ સર્વ બ્રહ્મરૂપ છે અને બ્રહ્મથીજ આવિર્ભાવ પામ્યુંછે, તેનું ક્રીડાસ્થાન છે તેથી આ જગત્ નિત્ય છે એવું શ્રુતિમાં પ્રતિપાદન કર્યુંછે. આ જગત્ ભગવાનના એક અંશથી રહ્યુંછે. એવું ગીતામાં પણ વચન છે. આવા જગત્નો જ્યારે સર્વ પદાર્થ બહાર પ્રગટ કરવાની બ્રહ્મની ઈચ્છા હોય ત્યારે આવિર્ભાવ થાયછે અને જ્યારે આ સંપૂર્ણ જગત્ને બ્રહ્મ પોતાને વિષે સમેટવાની ઈચ્છા કરેછે ત્યારે આ જગત્નો તિરોભાવ થાયછે. પરિણામમાં એ સર્વ નિત્ય છે, અને તેથી જીવ પણ નિત્ય છે, કારણ કે ભગવાનની ઈચ્છાથીજ તે અક્ષર બ્રહ્મમાંથી આવિર્ભાવ પામેલછે, તેથી સનાતન છે. અને બ્રહ્મનો અંશ છે. સ્વભાવેજ ભગવાનનો નિત્ય દાસ છે. આનો વિસ્તાર ગ્રંથના આરંભમાં લખી આવ્યા છીએ. એ જીવ અહંતા મમતા રૂપી જે સંસાર

તેજ અવિદ્યામાં બંધાએલો અનાદિકાળથી ચાલ્યો આવેછે. જ્યારે સત્પુરૂષોના ઉપદેશથી બ્રહ્મસંબંધ થાય ત્યારેજ એ સંસારથી મુક્ત થઈ ભગવત સ્વરૂપને પામે.

હવે મુખ્ય વૈષ્ણવોના ચિન્હ સહિત શ્રીકૃષ્ણાની સેવા કરવી એવું શાસ્ત્રમાં કહ્યુંછે તેમાં મુખ્ય ચિન્હ તુળસીકાષ્ઠમાળા તથા ઉભું તિલક ધારણ કરવાનું કહ્યુંછે તેના પ્રમાણના શ્લોકોનો અભિપ્રાય એવો છે કે જે પુરૂષના કંઠમાં તુળસીની માળા બિરાજેછે તે કદાચિત સંકટથી કે રોગાદિકથી તથા અંતસમયમાં અશુદ્ધ અનાચારી થઈ જાય તોપણ તેની પ્રાપ્તિ ભગવાનના વૈકુંઠ ધામમાં થાયછે એમાં સંદેહ નથી. બીજું વાક્ય-આંબળાની તથા તુળસીની માળા જે પુરૂષના કંઠમાં જોવામાં આવે તે પુરૂષને નિશ્ચે ઉત્તમ વૈષ્ણવ જાણવો. ત્રીજું વચન-જેના કંઠમાં તુળસીની માળા નિત્ય બિરાજતી હોય તે પુરૂષ, જ્યાં સુધી ભગવાનની કથા આ પૃથ્વીમાં રહેલીછે ત્યાં સુધી તે પોતાના કુળને તારેછે. વચન ચોથું—ભગવાનની પ્રસાદી તુળસીની માળા ભક્તિથી જે ધારણ કરેછે તેના સર્વ પાપ દૂર થાયછે. વચન પાંચમું—તુળસીની માળા કંઠમાં તથા હાથ ઉપર ભૂષણ કરી ધારણ કરેછે તેના દેહમાં પ્રાયશ્ચિત્ત તથા અપવિત્રપણું રહેતું નથી. વચન છઠું—જે પુરૂષ તુળસીની માળા અનાચારમાં, અપવિત્રતામાં, કાળમાં, અકાળમાં સર્વદા કંઠમાં ધારણ કરેછે તે ભગવાનના પરમ પદ વૈકુંઠ ધામને પ્રાપ્ત થાયછે. વચન સાતમું-જે તુળસીની માળા કંઠમાં પેહેરી ઘરમાં સદા ન્હાય છે તેને પુષ્કર તથા પ્રયાગના સ્નાનનું નિત્ય ફળ મળેછે. વચન આઠમું-જેના કંઠમાં શુભરૂપ તુળસીની માળા નહાવા સમયમાં હોય તેને ગંગાદિક સર્વ તીર્થના સ્નાનનું ફળ નિશ્ચે થાયછે. વચન નવમું-જે તુળસીની માળા ધારણ કરી મહાપ્રસાદનું ભોજન કરેછે તેને એક એક કોળીએ

વાજિપેય યજ્ઞનું ફળ થાયછે. વચન દશમું–જે પુરૂષના અંગને અંતકાળમાં તુળસીની માળા સ્પર્શ કરે તેના દેહનાં ઉત્પન્ન થએલાં પાપ ક્ષણમાત્રમાં નાશ પામેછે. હવે તુળસીની માળા જોઈ જે નિંદા કરેછે તેનો દોષ કહીએ છીએ. વચન અગીઆરમું–તુળસીની માળા હાથમાં તથા કંઠમાં જોઈ જે નિંદા કરે તે મૂઢ અજ્ઞાની જીવને મ્લેચ્છ કરી નિશ્ચે જાણવો. વચન બારમું–માળા ન પહેરવામાં જે દોષ છે તે કહેછે–તુળસીની માળા જે કંઠમાં ધારણ નથી કરતા તે કુતર્કી છે. તથા પાપબુદ્ધિવાળા છે. ને હરિના કોપ રૂપ અગ્નિમાં તે બળ્યાછે. તેની ઉપર ભગવાન અપ્રસન્ન રહેછે તેથી તે નરકથી નિવૃત્ત થતા નથી. વચન તેરમું–જેના કંઠમાં તુળસીની માળા નથી હોતી તે મૂઢબુદ્ધિ અન્ન, જળ, દૂધ વગેરે પીએછે તે સર્વ અપવિત્ર છે. વચન ચૌદમું–તુળસીની માળા કંઠમાં જનોઈની પેઠે ધારણ કરવી આશૌચમાં, અપવિત્રતામાં, કાળમાં તથા અકાળમાં સર્વદા ધારણ કરવી, શ્રુતિમાં કહ્યુંછે કે તુળસીની માળા જે પેહેરેછે તે જીવ જીવન્મુકત છે. પ્રલ્હાદસંહિતામાં કહ્યુંછે કે જે પુરૂષ કંઠમાં તુળસીની માળા પેહેરેછે તેની પ્રીતિ સદા શ્રીકૃષ્ણમાં થાયછે વળી તેઓનાં સર્વ પ્રાયશ્ચિત્ત દૂર થાયછે તેઓના શરીરમાં કોઈ તરેહનું અશૌચ જે અપવિત્રતા તે રહેતી નથી. જેના કંઠમાં સદા તુળશીની માળા બિરાજેછે તથા ઉર્ધ્વપુંડ્ર તિલક મુદ્રા ધારણ કરેછે તે વૈષ્ણવ જગતને જલદી પવિત્ર કરેછે. જે પુરૂષ તુળસી તથા આંબળાંની માળા ધારણ કરેછે તેના મહા ઘોર પાપ નાશ પામેછે અને ધર્મ, અર્થ, કામને પણ માળા આપેછે તુળસીકાષ્ટની માળા જેના કંઠમાં હોય તેના અંતસમયમાં જમના દૂત તે માળાને જોઈ ભાગેછે. જેમ પવનના વેગથી વાદળાં ભાગેછે. સ્કંદપુરાણમાં તુળસી તથા આંબળાની માળા જે મનુષ્ય ધારણ કરતા નથી તેઓને જો વિષ્ણુની પૂજામાં

પ્રીતિ હોય તોપણ તે પૂરા વૈષ્ણવ ન જાણવા. ગરૂડપુરાણમાં પણ એમજ લખ્યુંછે કે જે તિલક, મુદ્રા અને તુળસીની માળા ધારણ કરવાવાળાને જોઈ જે તેની નિંદા કરે તે નિશ્ચે નાસ્તિક જાણવો. ઈત્યાદિક શ્રુતિપુરાણનિબંધ તથા સ્વમાર્ગીય ગ્રંથ અને તેને અનુકૂલ પ્રાચીન પરંપરાને અનુસારે તુળસીની માળા અમે ઘણા આદરથી હઠપૂર્વક ધારણ કરિયે છઈએ.

વૈષ્ણવતાનું બીજું ચિન્હ ઉભું તીલક કરવું તેમાં પ્રમાણનાં વચન નીચે પ્રમાણે:—

દશ અંગુળનું તિલક સર્વથી ઉત્તમ છે. નવનું અને આઠનું મધ્યમ છે. સાત, છ અને પાંચનું તેથી મધ્યમ છે. સીધું, સુંદર, ઉંચું તિલક ટચળી આંગળી સરખું નાસિકાથી કેશ સુધી મનુષ્યે યત્નથી ધારણ કરવું. વચન બીજું-સીધું, ઉભું, સુંદર, મનોહર દંડાકાર શોભાયમાન તિલક મધ્યમાં છિદ્ર સહિત ધારણ કરવું. ત્રીજું શ્રુતિનું વચન—જે પુરૂષ બે રેખાનું સુંદર ઉંચું તિલક ધારણ કરે તેને સહુથી ઉત્તમ રીતે સાયુજ્ય એટલે ભગવાનના લોકની પ્રાપ્તિ થાયછે. વચન ચોથું-ઉત્તમ જે શુદ્ધ વૈષ્ણવ છે તે હરિના ચરણના આકાર જેવું તિલક ધારણ કરેછે અથવા દંડાકાર તિલક ધારણ કરેછે. તે બેઉના લક્ષણ-ઉપરથી પહોળું અને નીચેથી સાંકડું એ ચરણનો આકાર છે અને સમાનદંડ જેવું દંડાકાર તિલક થાય. એ બેઉ તિલક વૈષ્ણવને ઉચિત છે. એબન્નેમાં ભેદ નથી એ બે પ્રકારનાં તિલક વૈષ્ણવને કરવાં એવું શાસ્ત્રમાં કહ્યુંછે. એ બન્ને તિલક નિષ્કામ છે એને મુખ્ય વૈષ્ણવતાનું ચિન્હ જાણી અમે ધારણ કરીએ છીએ.

હવે વૈષ્ણવતાનું મુખ્ય ધર્મ ભગવત્પ્રસાદી વસ્તુથી સર્વ વ્યવહાર કરવું. તે પ્રમાણપૂર્વક કહીએ છીએ.

2

ગરૂડપુરાણમાં શ્રીહરિના ચરણામૃતનું પાન કરીને મસ્તક ઉપર ધરવું, અને મહાપ્રસાદજ લેવો. વળી બ્રહ્માંડ પુરાણમાં કહ્યુંછે કે જે મનુષ્ય શ્રીપુરૂષોત્તમ ભગવાન શ્રીકૃષ્ણનો ઉચ્છિષ્ટ મહાપ્રસાદનું નિત્યનિત્ય ભોજન કરેછે તેઓને એક એક કોળીએ અસંખ્યાત ચાંદ્રાયણ વ્રતથી અધિક પુણ્યફળ થાયછે. વળી બ્રહ્મપુરાણમાં પણ અગ્નિષ્ટોમ યજ્ઞ હજાર વાર કર્યો હોય તથા વાજિપેય યજ્ઞ સેંકડો વાર કર્યા હોય અને જેવું ફળ પ્રાપ્ત થાય તેવું ફળ મહાપ્રસાદથી તેજ ક્ષણમાં મળેછે. બ્રહ્માંડપુરાણમાં પત્ર, પુષ્પ, ફળ, જળ, દૂધ, વસ્ત્ર અને ભૂષણાદિક શ્રીકૃષ્ણનેજ સમર્પણ કરી પ્રસાદી ગ્રહણ કરવાં અણપ્રસાદી કોઈ વખત પણ લેવાં નહીં આજ પ્રકારે શ્રુતિમાં પણ કહ્યુંછે વિષ્ણુ જે શ્રીકૃષ્ણ તેનું મહાપ્રસાદી ઉચ્છિષ્ટ ભોજન કરવું. અણપ્રસાદીની શાસ્ત્રમાં નિંદા કરીછે.. જે પુરૂષ અણપ્રસાદી લેછે તે સદા પ્રાયશ્ચિત્તીજ રહેછે તેથી સર્વનિવેદન કરીનેજ લેવું જે માણસ અણપ્રસાદી લેછે તે સાત જન્મ સુધી નરકમાં પડેછે. પદ્મપુરાણમાં પરમાત્મા એવાં શ્રીહરિને અર્પણ કર્યાવિના જે અન્નાદિક પદાર્થ લેછે તેઓના પિતૃ અનેક વર્ષો સુધી નરકમાં નિવાસ કરેછે. સિદ્ધાંતરહસ્યમાં પણ કહ્યુંછે કે અણપ્રસાદી વસ્તુ સર્વથા લેવી નહી.

સર્વ દેવતા, સર્વ પિતૃ, સર્વ મનુષ્યો ભગવત્પ્રસાદ અને પ્રસાદી પુષ્પાદિક સુગંધ અને જળાદિકનું પાન કરેછે તેથી વિદ્વાન લોકોને એજ યોગ્ય છે કે ભગવત્પ્રસાદીનુંજ ગ્રહણ કરવું.

હવે વૈષ્ણવને વ્રત કરવું આવશ્યક છે તે લખીએછીએ.

વૈષ્ણવવ્રત અવશ્ય કરવા એવું પુરાણાદિકમાં કહેલુંછે તેમ સ્વમાર્ગમાં પરંપરાથી પ્રાપ્ત છે માટે જન્માષ્ટમી આદી જે એકાદશી વ્રત છે તે સર્વે નિયમપૂર્વક આગ્રહથી કરવાં એ વ્રત ન કરવાથી દોષ છે એ પુરાણમાં આવી રીતે લખ્યુંછે કે બ્રહ્મ-

હત્યા આદી પાપ એકાદશીને દહાડે અન્નમાં આવી વસેછે. સ્કંદપુરાણમાં પણ કહ્યુંછે કે જે પુરૂષ એકાદશીને દિવસે અન્નનું ભોજન કરેછે તે પુરૂષને માબાપ, ભાઈ, અને ગુરૂનો વધ કરવાનું પાપ લાગેછે.

વર્ષના સર્વ ઉત્સવ જન્માષ્ટમી આદિ શ્રીઆચાર્યજી તથા શ્રીગુસાઈજીના જન્મોત્સવાદિક વિશેષતાથી કરીએ છીએ. તથા પર્વણી, રથયાત્રા, દિવાળી, અન્નકૂટ અને ડોલોત્સવાદિક સર્વે નાના મોટા ઉત્સવો કરીએ છીએ.

## અનન્યતા.

વળી વૈષ્ણવતાનો મુખ્ય ધર્મ અનન્યતા છે. તેજ ધૃવ પંચરાત્રીમાં કહ્યુંછે કે જ્યાંસુધી ભગવાન અન્યાશ્રય જુએછે ત્યાંસુધી અનુગ્રહ કરતા નથી કેમંકે અનન્યજનનજ પ્રિય છે–અને જે પુરૂષ અન્યાશ્રય કરતો થકો ભગવત્સેવા કરેછે તો તેની સેવા ભગવાન પ્રસન્નતાપૂર્વક અંગીકાર કરતા નથી.

વળી શ્રીભાગવાતમાં કહ્યુંછે કે જેમ કોઇ વ્યભિચારિણી સ્ત્રી અન્ય પુરૂષમાં આશક્ત થઈને પોતાના પતીની સેવા કરે તો ઉત્તમ પતી તેની સેવાને માનતો નથી તેવીજ રીતે ભગવાન પણ અંગીકાર કરતા નથી ને ગીતામાં પણ શ્રીકૃષ્ણે કહ્યુંછે કે મારાજ વીષે મન રાખ—મારીજ સેવા, કથાકીર્તનાદિક કર, ને મનેજ એકને નમસ્કાર કરં. એમ કરવાથી મારી માયાને તરીને તું મને પામ. ઈત્યાદિક વચનોને અનુસારે કરી અમે અનન્ય ભકતીની ચાહના કરીએ છીએ.

વળી મર્યાદા માર્ગમાં સકામ ભકિત કરવાનો દોષ કહ્યોછે જે પુરૂષ ભકિત કરી તુચ્છ પદાર્થની ઈચ્છા કરે તે મુખ્ય સેવક ન

કહેવાય તે વાણીઆ જેવો વેપાર કરેછે તો પછી પુષ્ટિ-માર્ગનું શું કેહવું એવું જાણી એવો વેપાર અમે નથી કરતા.

એમ સર્વ શાસ્ત્રના સિદ્ધાંતપૂર્વક વર્ણાશ્રમ ધર્મસહિત ભગવત્સેવા કરીએ છીએ. પોતાના બ્રાહ્મણ વર્ણ તથા ગૃહસ્થ આશ્રમ પ્રમાણે તેના ધર્મ ભક્તિમાર્ગને અનુસારે અવશ્ય પાળીએ છીએ. પુષ્ટિમાર્ગના ભાવને અનુસારે વેદોક્ત મંત્રથી સંધ્યા તથા ગાયત્રી જપ, વંદન, તથા શ્રીભાગવત, ગીતાં તથા સ્વમાર્ગના ષોડશ ગ્રંથોનો નિત્ય નિયમપૂર્વક અવશ્ય પાઠ કરીએ છીએ. અને શ્રુતિ તથા સ્મૃતિના વચનો પ્રમાણે ગર્ભાધાનથી આરંભી યજ્ઞોપવીત વિવાહાદિક સંસ્કારાદી સર્વ વૈદિક રીતિથી કરીએ છીએ.

પ્રથમ ધર્મનું મૂળ આચાર છે તેથી આચારનો અત્યંત આગ્રહ રાખીએ છીએ. મનુસ્મૃતિ, યાંજ્ઞવલ્કય, ધર્મશાસ્ત્ર અને દ્રવ્યશુદ્ધિ આદી ગ્રંથો તથા પરંપરાને અનુસારે સર્વ આચરણ શુદ્ધિ અશુદ્ધિનો વિચાર કરી આપણા માર્ગની પરંપરા પ્રમાણે સર્વ કરીએ છીએ અને કદાચિત કોઈ આચાર વિચાર અધિક પણ કરીએ છીએ તે પોતાના મનની ગ્લાનિ દૂર કરવામાટે કરીએ છીએ તેમાં પણ ધર્મશાસ્ત્રનું પ્રમાણ છે. વચન ૧ લું-શાસ્ત્ર રીતિથી આચાર પાળવો અને મન જ્યાં સુધી પવિત્રતાની સાક્ષી ન ભરે તથા તેની ગ્લાનિ દૂર ન થાય ત્યાં સુધી તે આચાર કરવો. વચન ૨જું.- મનુસ્મૃતિ અધ્યાય ૩ જો.

ચારે વેદ ધર્મનું મૂળ છે, અને વેદ તથા સ્મૃતિના જાણવાવાળા પુરૂષોનો આચાર તથા તેની પરંપરા તથા પોતાના મનનો સંતોષ એ સર્વ પ્રમાણ છે. વેદાદિકથી અવિરૂદ્ધ પોતાના આત્માને સંતોષ છે તેપણ પ્રમાણ છે. યાજ્ઞવલ્કયસ્મૃતિ પ્રથમાધ્યાય વચન ૪થું - શ્રુતિસ્મૃતિ અને સદાચાર તથા તેથી અવિરૂદ્ધ જે આ-

પણને પ્રિય લાગે. તે તથા ઉત્તમ સંકલ્પથી ઉત્પન્ન થએલો કામ એ સર્વ પ્રમાણ છે.

કોઈ બીજે ઠેકાણે યોગ્ય અયોગ્ય સ્થળ જોઈ શુદ્ધાશુદ્ધ અને સ્પર્શાસ્પર્શનો વિચાર કરી પોતાના માર્ગની મર્યાદાને અનુસારે સદાચાર પાળીએ છીએ. અને વસ્ત્રભૂષણાદિક પોતાના માર્ગની મર્યાદા તથા પરંપરાને અનુસારે ધારણ કરીએ છીએ તેમ ભાષણાદિક પણ શાસ્ત્ર તથા માર્ગની પરંપરાને અનુસારે કરીએ છીએ. યવનાદિકની ભાષા બોલવાનો દોષ કહ્યોછે તેથી ભયપૂર્વક વિચાર કરી બોલીએ છીએ.

એવી રીતથી આજ્ઞાનુસાર શ્રીકૃષ્ણ સેવા કરવામાં પણ જીવને ત્રણ બાધક છે ઉદ્વેગ, પ્રતિબંધ અને ભોગ એ સેવા ફળગ્રંથમાં કહ્યાછે. સંન્યાસનિર્ણયમાં પણ એજ કહેલ છે. વિષયથી ભરપૂર દેહમાં હરિનો આવેશ થતો નથી. નિરોધ લક્ષણમાં પણ કહ્યુંછે કે સંસારનો આવેશ દુષ્ટ છે તે સર્વ ઈંદ્રિયોનું હિત ચાહેછે. સર્વ ઈંદ્રિયોના વિષયભોગથી સ્ત્રીસંબંધવિષય અત્યંત બાધક છે તે તરત સદબુદ્ધિનો નાશ કરેછે એમ શ્રીવલ્લભાચાર્યજી તથા તેમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ અનેક ગ્રંથોમાં પરસ્ત્રીસંગનો નિષેધ કરેલો છે. અહીં ઘણાં વચનો કહ્યાં નથી કારણકે તેમ કરવાથી ગ્રંથ ઘણો વધી જાય. પણ એ વચનોનો સંગ્રહ અમારી પાસે ઘણો છે એ જોવાની જેની મરજી હશે તેને દેખાડવામાં આવશે. શ્રીભાગવતની સુબોધિનીજીમાં પણ શ્રીવલ્લભાચાર્યજીએ પરસ્ત્રીસંગનો નિષેધ કરેલો છે તે આ પ્રકારે:—

વિપરીત કામ જેને ઉત્પન્ન થએલો હોય તેનાં ધર્મ કર્મ સઘળાં નાશ પામેછે તેથી પંડિતો સ્ત્રીઓનો કોઈ વખત વિશ્વાસ કરતા નથી સ્ત્રીઓની પ્રીતિ અનિત્ય છે કારણ કે વ્યભિચા-

રીણી સ્ત્રી નવા નવા પુરૂષોને ગોતેછે. સ્ત્રી જ્ઞાનીના ચીત્તને મોહ પમાડેછે. એ સ્ત્રીરૂપ માયા એવી તો પ્રબળ છે કે જે પુરૂષ સર્વ દિશાઓને જીતી બેસેછે પણ તે સ્ત્રીની એક ભમરના લટકાથી તેને વશ્ય થાયછે. તેથી સત્પુરૂષો તેનો સદા ભય રાખેછે. જેને ભગવત્સ્વરૂપની પ્રાપ્તિની ઈચ્છા હોય તેણે સર્વથા પરસ્ત્રીનો સંગ કરવો નહી. પરસ્ત્રી નરકનું ખુલ્લું દ્વાર છે. તે પરસ્ત્રીઓને પુરૂષોએ પોતાના મૃત્યુંરૂપ સમજવી જોઈએ જેમ ઘાસથી ઢંકાએલો કૂવો હોય તેમાં ભૂલથી જે પુરૂષ પગ મુકે તો તરતજ તેમાં પડી ડુબી મરે. કામીને સ્ત્રીનું મુખ કમળ સરખું લાગેછે, વચન અમૃત જેવાં લાગેછે પણ પરિણામ વિચારી જોઈએ તો તેનું હૃદય અસ્ત્રાની ધાર સરખું તીક્ષ્ણ છે. આવાં સ્ત્રીઓના ચરિત્રને કોઈ જાણવા સમર્થ નથી. ભુલ ખાઈને પણ તેનો વિશ્વાસ કરવો નહી કારણ કે એ જાતિજ દુષ્ટ સ્વભાવની છે. એ પોતાના સ્વાર્થનીજ સગી હોયછે તેની પ્રીતિ વિકારભરેલી છે. જો તેની બુદ્ધિ વિપરીત થઈ જાય તો તે પતિ, પુત્ર, અને ભાઈનો પણ ઘાત કરે અથવા બીજા પાસે કરાવે એ નિર્ભય જાત છે. માટે સર્વથા તેમાં ચિત્ત આસકત કરવું નહીં. બીજી સ્ત્રી તો શું મા, બેન અને દીકરીની સાથે પણ એકાંતમાં બેસવું નહી કારણ કે ઇંદ્રિયોનો સમૂહ બળવાન છે તે વિદ્વાન પુરૂષને પણ મોહ પમાડેછે. જે પુરૂષોનું મન સ્ત્રીઓએ હરણ કીધું તેની વિદ્યા, તપ, દાન અને ભણવું તથા મૌન આદી સર્વ સાધન વ્યર્થ થાયછે. સ્વમાર્ગગ્રંથમાં પણ એવી આજ્ઞા કરીછે કામ ચિત્તને વિક્ષેપ થવાનું કારણ છે. અને રજોગુણ પણ તેથીજ ઉત્પન્ન થાયછે અને એથીજ મ્હોડો ઉપર ધૂડ પડેછે. સદ્બુદ્ધિનો બાધ કરેછે, ચિત્તની અશુદ્ધતાનું મુખ્ય કારણ છે. સત્કર્મોનો નાશ કરેછે. લૌકીક આસક્તિનો સાધનાર છે. જ્ઞાનની ઉત્પત્તિને રોકનાર

છે પુષ્ટિમાર્ગમાં ચાલનારા. મનુષ્યોનો મોટો શત્રુ છે. વૈરાગ્ય થવા દેતો નથી સંતોષ થવા દેતો નથી એથીજ અત્યંત લોભ ઉપજેછે. એજ બધી ઇંદ્રિયોને ભગવાનથી બહિર્મુખ કરેછે. પ્રભુની પ્રાપ્તિમાં લોભ અને વ્યભિચાર પ્રતિબંધ કરનાર અંધકારમય પર્વત છે. તેનું ઉલ્લંઘન કરી શ્રીકૃષ્ણની પાસે જીવ જઈ શકતો નથી. એ અહંતા મમતાનું કારણ છે. મનમાં દોષ ઉપજાવેછે જ્યારે મન બગડ્યું ત્યારે સેવા પણ સિદ્ધ થતી નથી. કારણ કે સેવા સમયે પણ તેનુંજ સ્મરણ થાયછે તથા સ્ત્રીઓના ઉપર નજર જાયછે અને ભગવાનના સ્વરૂપ તરફથી મન હઠી જાયછે. તે ચિત્તને સ્થિર થવા દેતો નથી, ભગવાનના ગુણગાનનો તે વેરી છે. વ્યભિચારી પુરૂષોને પરસ્ત્રીની વાતો ઘણી ગમેછે એવી વાતનાં ગીત, દોહા, છંદ, ખ્યાલ અને લાવણીઓ પ્રિય લાગેછે. વૈરાગ્યને સાધનારા પદાર્થો કામી પુરૂષને પસંદ પડતા નથી અને ક્રોધ તથા લોભ તો કદાચિત પોતાનું કામ પાર પડવાથી દૂર થઈ જાય પણ કામદેવથી થએલો વ્યભિચાર તો વિષયભોગથી વધતો જાયછે. ઘી નાખવાથી જેમ અગ્નિમાં ઝાળ ઉઠેછે તેમ વિષયભોગથી કામ વધેછે. એથી જેની મતિ નાશ પામી ગઈ હોય તે જોકે સત્પુરૂષ કહેવાતો હોય તોપણ તે દુરાચરણમાં પ્રવૃત થાયછે. વ્યભિચાર સરખું બીજું કોઈ દુરાચરણ નથી. એ કામથી વ્યભિચારી પુરૂષ અગમ્યાગમન કરેછે. તેથી ચોરી પણ થાયછે. ન ખાવાની વસ્તુ પણ ખાયછે ન પીવાની વસ્તુ મદિરા ઈત્યાદીનું પાન કરેછે. સત્પુરૂષ પણ પરસ્ત્રીને આધીન થાય તો બંને હાથ મુખમાં મુકી એ તુચ્છ વિષયની પ્રાર્થના કરેછે. જે સત્પુરૂષ કહેવાયછે તેઓ પણ એ વ્યભિચારથી નાશ પામ્યાછે એથીજ આ લોક તથા પરલોક બગડેછે. તેથી એ વ્યભિચારનો અમને અત્યંત ભય લાગેછે તથા એ વાત

સાંભળી શરીર કંપેછે માટે મન, વાણી અને કાયાથી પરસ્ત્રીનો સંસર્ગના ગંધનો ભય રાખીએ છીએ આગળ પણ શ્રીકૃષ્ણ પરસ્ત્રીના સંગથી બચાવશે.

એ પ્રકારે કામાદિક દોષ છે તે પુષ્ટિમાર્ગમાં અંધકાર છે. માટે તેઓથી નિવૃત્ત થઈ પેહલાં કેહેલા પુષ્ટિમાર્ગના સ્વસિદ્ધાંતમાં નિષ્ઠા રાખી ભગવત્કૃપાથી જેટલું પ્રભુ કરાવે તેટલું પ્રથમ વર્ણવેલા ભગવત્સ્વરૂપનું સેવન, સ્મરણ અને વંદનાદિક કરીએ છીએ. તથા આ માર્ગના વૈષ્ણવો જે સિદ્ધાંતના જિજ્ઞાસુ છે તેઓએ પણ એવી રીતેજ કરવું જોઈએ.

કદાચિત એ ગ્રંથમાં કોઈને જે જે વિષય અથવા કોઈ પદમાં કંઈ પણ સંદેહ આવે તેઓ પત્રદ્વારા કે સાક્ષાત્ જેવી રીતે પૂછશે તેઓને સત્પુરૂષોના અનુગ્રહથી સારી રીતે વેદ, ગીતા, શ્રીભાગવત, પુરાણ, વ્યાસસૂત્ર તથા સ્વમાર્ગીય નિબંધ ષોડશ ગ્રંથના વચનથી સમાધાન કરી દેવામાં આવશે. વળી ભાષાંતરમાં લેખક દોષથી કોઈ પદ, અક્ષર સમવિષમ હોય તેને બુદ્ધિવાન મનુષ્યો વિચાર કરી સુધારી લેશે.

આ સ્વસિદ્ધાંતપ્રબોધરૂપ મુક્તાવળી જે પોતાના હૃદયમાં ધારણ કરેછે તેનું પરમ ભાગ્ય છે અને આ શુદ્ધ મુક્તામણી હૃદયમાં રહેવાથી તાપ દૂર થાયછે અને પરમ શોભા જોવામાં આવેછે જે કોઈ આળસુ અને ઈર્ષાળુ પોતાની પાસે આવ્યા પછી પણ તેને પેટીનું ઘરેણું કરશે તો તેનીજ શોભામાં અને તાપ દૂર થવામાં ખામી છે.

**ઈતી સંપૂર્ણ શુભં ભૂયાત્.**